ચાર પુત્ર પરમાણ, નેહે પરણ્યા બે નારી,
તેને બે નપુંસક તન, વધૂએ જુઓ વિચારી
એ આદીનો હાર, પુત્ર પરમાણો એકે,
નારે લિધો નન્હેહ, સુખે નીહાળે નેક
તે લાવ કથ મનકામણા, સ્થિર થાવર નિત્ય શોભને,
કહિ શામળ ભટ સાચુ કહે, મેળ મળ્યા તે ગોભને

## પલંગ

બાળા અક્ષર બેન, નાર નીચી ને નારી,
નહિ કરપદ નહિ નેન, સઘળાને મન માની
નારિ સાથે નેહ, રહે નારિને સંગે,
ઉદર એહને ગર્ભ, રાચે સદા તેને રંગે
તે નારી નારીને ગળે, તો દશ રૂડી દીપશે,
શૃંગાર સોગમા શોભશે, તો જશ તારો છતશે

## વીટી હીરા સુદ્ધાં

સરોવર સુંદર સાર, નાતમે નીર ભર્યું છે,
નહિ આરો નહિ પાળ, સ્થીર પણ ઠામ ઠર્યું છે
વનસ્પતિ સ્થિર વેલ, વિના પગ મૃગ ચરે છે,
વિના ધનુષ્ય ને બાણ, વિના કર ચોટ કરે છે
તે મારનાર નથિ દીશતો, મૃગ તેને મારી મરે,
તે લાવ્ય કથ કહે કામની, જેણી મન મરૂ હરે

## દીવો પવનથી હોલવાયછે તે

માગી નાર કુરૂપ, અનુપમ ઓપે આઝી,
ઔવી ઔંધે મૂન, ત્રણે પખ તેની તાજી
નરથી ઉપજી નાર, અરણ્યમા એ તો નરખી,
મહિપ સભામા માન, પવિત્ર પડિત પરખી
છાની રાખી જે છળ મરી, પ્રસિદ્ધ પોતે થાય છે,
શામળ કહે સ્વામી લાવજે, એ ગયા શિર રાય છે

કસ્તુરી

જીભ વિનાનો સાપ, બેય પાસેથી સરખો,
જરાય મુખ નહિ ઝેર, પકિને તેને પરખ્યો
નર નારીની કમર, રહે વીંટી તે વાર,
વસ્ત્ર તણો વિવેક, સુશોભા સઘળી સારૂ
એ દર તેના બે પાસ છે, બહાર ગયો દીસે બહુ,
શામળ કહે, સમશા સેહેલ છે, સુણ્યા થકી સમજે સહુ

## નાડુ

એક નાર મુખ દોય, ભૂપ સભામા ભાળુ,
ગૌર વરણ મુખ એક, એક કુરૂપી, કાળુ
નહીં હાથ પગ નહીં, ઘણેરી તરતિબ તોલે,
મારે મહોકમ માર, બૂમ પાડી તે બોલે
વળિ ભુકુ અન્ન ભાવે નહિ, કાચુ કચર્યું ભખ કરે,
ડાહ્યા દાતા મનમા ધરે, મહિપતિ કેરા મન હરે

## પખાજ

વહાન વૃષભ વહત, પરાક્રમ અધિકુ ઓટે,
ફેટમાળ વિશાળ, કારમી દીઠી કોટે
મસ્તક ગગ તરગ, ચહુ પાસે તે ચાલે;
કરતી હણુહણુકાર, ભૂપ સઉ નજરે ભાળે
એ સમશા છે પણ શિવ નહિ, સમજુને મન સેહેલ છે,
જો વાટે ઘાટે દશ દિશે, અહિપતિ કેરે મેહેલ છે

## પાણીની ઘટમાળ

ચોમુખવાળા ચાર, પુત્ર પરાક્રમી પરખ્યા,
ન કો ઉચ કે નીચ, શોભિતા ચારે સરખા
ચાર વચે બે નાર, પ્રીતની રીતે પરણ્યા,
બેય નપુસક તન, આઠ એ વેગે વરણ્યા
થાયે એકે અળગુ આઠમા, તો સાને નહિ કામના,
નર એક થાય એ આઠથી, કહો અરથ એ નામના

## પલગ

નામે કહિયે નાર, અધર અવનીથી આંધી;
વનિતાને વણ વાંક, લોહને પાશે બાંધી.
માનવિ જશુ બે ચાર, ચડી રદયાપર બેસે;
આથી પાછી જાય, ફરી ઠેકાણે પેસે.
ચોમા પાટે ચારે મુખે, દયા ન આવે દેહમાં;
શામળ કહે, પંડિત પારખો, નર નારીના નેહમાં.

## હિંચોળાખાટ

ગુણમય ગોળાકાર, અધિક અમૃતનો ભરિયો;
સ્ત્રીઓ સુદન્ત દશ વીસ, કબુલ તે નરને કરિયો.
જો કોઈ પાસે જાય, નાર દુઃખ તેને દે છે;
અહો નિશ આડે જામ, અધર રસ તેનો લે છે.
તે નરને મારે પારધી, રુધિર સરસ જન ખાય છે;
શામળ કહે, માંસ રુધિર સદા, ચૌટામાં વેચાય છે.

## અસ્થપૂરો.

મોતીને અનુમાન, પૃથ્વીપર આવી પડિયો;
કો જાણે કેવો માલ, કંથ મારાને જડિયો.
સોંપ્યો મારે હાથ, ભલા ભોજનમાં ભળિયો;
ચોરી ગયો કો ચોર, કોઇ નર નારે ગળિયો.
ક્રિરિ કોટિ જતનથી નવ જડ્યો, લખજન જોતાં સીઝીએ;
શામળ કહે, શોધ્યો નવ મળે, તો શો ઉત્તર દીજીએ.

## પાણીનો કરો.

અચરત સરખું એક, સાંભળ્યું છે સૌ કરશે;
જતા દિસ જશવંત, તોલથી જન તો તરશે
ખટ પગ ને ખટ હાથ, નેત્ર બે દૈવત દેખે,
બે ચરણે ચાલંત, લલિત લક્ષણથી લેખે.
તે કાનને નામે નામ છે, સતવાદી શોભિત સદા;
કવિ શામળ કહે, શોધી જુઓ, કૂડ કથન ન કહું કદા.

શ્રવણ, કાવડવાળો.

વૃક્ષ નહી નહિ વેલ, નહી પત્રે નહિ ફૂલે;
નહી બીજ વાવેત્ર, કહે કણુ અતી અમૂલ્યે
ગુણુ જશ અપરમપાર, દેશ બાધામાં દીઠે;
દેવ દનુજ નૃપ રંક, ગણે અમૃતથી મીઠે.
છે મોઘાગુણુ મોતી થકી, સોંઘામાં સોંઘો સદા,
કવિશામળકહે, શોધી જુઓ, કોઈએ નવ તજીઓ કદા.

## લવણુ અથવા મીઠું.

નારી નિરખી નીચ, જુઓ લક્ષણુ કહુ જેના,
અંગે ઉજળી આપ, બાપ મા કાળા તેના
નહી હાથ નહિ પાગ, કુલક્ષણુ તેની કાયા,
મુખ નાસા છે નેણુ, નહિ મમતા કે માયા
તે નહિ પશુ પક્ષી માનવી, નહિ જીવા જેની જદા;
શામળ કહે, સુમતિ સલક્ષણા, તે શોધી જોશે સદા

## સર્પની કાંચળી.

એક બાળ બે મુખ, એક ઉપર એક હેઠુંક
ઉપર પાતળું છેક, કેડથી પહોળુ પીઠું.
તળે મુખ તેમા ઝભ, તેહ બોલાવ્યુ બોલે;
હલાવતા હાલત, વળી ડોલાવ્યુ ડોલે
ઈશ્વર આગળ અધિકુ રહે, ગુણુવતા જનને ગમે;
શામળ કવિ કહે, તે ઊચરે, જગત લોક તેને નમે

## દેવની ઘંટા.

રથ દીઠે સમરથ્ય, અધર અવનીમા ચાલે,
બ્રહ્મા નામે નામ, મંદિર તેનામા માલે
અપરમપાર અપાર, પ્રગત પેદા સદા થાય
વેડે આગી આંગ, માર પણ ઝાઝો ખાય.
આવે અમુલ્ય કામે અરથ, મૂલ અલ્પ માટે મળે;
શામળ કહે છે, શોધી જુઓ કવિ રથ, તો તે કળે.

## કુંભારનુ ચાક.

નીચ ઘેર છે નાર, દેશ બાધામા દાખે;
મુખમાં મોટી જીભ, ગીઝથી બાહાર રાખે.
નહી હાથ નહિ પાગ, શીશરિના મુખ બોલે,
ફરે છત્ર તે શીશ, જમે કણુ અધિક અનોહે.
ઘરધણી તો ગીતો ગાયછે, પવિત્ર નર પુરે ફરે;
શામળ કહે, એવું એહનું, મોટા જન મસ્તક ધરે.

ઘાણી.

ચતુર નર તુ ચેત, એક અચરત મેં દીઠું,
સુંદર રૂપ સ્વરૂપ, અધિક અમૃતથી મીઠું
કાયા ઉપર હાડ, હાડપર વાળ બણીજે,
વાળ ઉપર છે રૂધિર, સુગ્રણુ તેનાજ ગણીજે.
ખરી તે ઉપર તો ખાલ છે, ખાલ ઉપર વાળજ નથી;
વળિ મુખમાથી અમૃત ઝરે, શામળ કહે, કહો કથી.

ફેરી

પ્રમદા એક પ્રચંડ, અધર અવનીપર રાચે
ઉપર ઉભા બે ચાર, જેમ નચવે તેમ નાચે.
જ્યમ હોય જોડી મલ, ફેર ઝાઝેથી ઝુઝે,
ખોલે ખેલ બળવંત, ધરા બાંધી ત્યાં ધ્રુજે.
પાણી તો તેહ પિયે નહી, અન્ન અનેખે ખાય છે;
વળિ ચરણ નથી પણ ચાય છે, એવું એનું મોં ચકાય જે

જે વડે પુંવા ખુડાયછે તે ઢીંકણી

ભર્યું નારિમા નીર, પુરૂષ એક પીવા આવ્યો
બે નારિયે બળવંત, અવળા સવળી બાધ્યો.
અવનીથી અંતરિક્ષ, નાર નચવે ત્યમ નાચે,
ચાર ઉત્તમ દાસ, રિદ્ધિ રૂડીથી રાચે
પરભાતિ રાગ રૂડે સ્વરે, ગુણ રૂડેરા ગાય છે,
શામળ કહે, ઘેર શ્રીમંતને, જરૂર એહ જણાય છે.

વલોણુ.

કહું, વસ્તુને આકાર, છત્ર જેવી છત છાજે;
રાજુ સરીખા ચાલ, ભામની દેખી ભાજે.

વસ્ત્રાભરણ વિવેક. ફૂલ ભરિયાં ભલી ભાતે;
મોંઘી છે મહામુલ્ય, જોઇ જોરાવર જાતે.
શુરામાંહિ શૂરી ઘણી, સૌથી આગળ સંચરે,
અરિગંજણ રક્ષણ દેહની, અર્થ કવી શામળ કરે

ઢાલ.

મસ્તક પાખી મૂખ, દિસે મેં તેનો ડમર;
ગુદ્દળો સમરથ, હસ્તિ નહિ કાળો ભમર.
પ્રોઢુ દીસે પુઠ લાંબી એક પાસે મોટી;
મેહ સમોવડ માન, મૂલ મર્યાદા મોટી.
આહાર અન્ન ઓપે નહિ પેટ ભરી પાણી પિયે;
શામળ કહે વ્રત ઘણા કરે, કહો અરથ કારણ કિયે.

પાણીનો કોસ

ચતુર ચોત મુખ ચાર, નહીં બ્રહ્મા બ્રહ્માણી,
ત્ર્યંબારૂઢ વાહન, નહીં રૂદ્રે રૂદ્રાણી
જળ પૂરણ જશવંત, નહીંજ નવાણ નવાણી,
સેવક શોભે સાથ, નહી રાજા કે રાણી.
એ અકલકલ અતર ધરો, શું વળિ વળી વખાણિયે,
ઉપમરા કવી શામળ તણી, જશવતા જન જાણિયે

ઘાડકડો તે રિપુ લોકને, જે છે જમકિંકર જસો;
કવિ શામળ કહે, શોધી જુઓ, કહો અરથ એ તે કશો.

### કીર

સુકે કાષ્ટ ફળ લાગ, તેનિ શોભા છે સારી;
ત્રણ અક્ષરમા તોલ, નામ કહેતામા નારી.
નાભિ પાતળી લાર, કનક કાયામા કુડી;
જુવાનિનું છે જોર, બહુ જન કહે છે બુડી.
ઝાઝુ તે ફળમા ઝેર છે, ચપળ લોક શુ ચાય છે;
શામળ તે ફળ આરોગતા, જન જમપોકે જાય છે.

### બરછી

લાબડ પુછ લખાય, નહિ વાદર ફૂકડિયો;
ગતી માજર શીશ, નહિ માકડ કૂકડિયો
અતિશય ઝેરી અગ, નહી વીંછી નહી સાપે;
વૃષ્ટિ સમે વાધંત, તરણ તો થાયે તાપે.
વનમા વસ્તીમા પણ વસે, તોલ કાઈ તેમા નથી,
કવિ શામળ કહે, જે સમજશે, કહું ડાહ્યો તેને કથી

### કાચંડો

નારી એક અનૂપ, સરસ શોભંતી સેહેલી;
એ અક્ષરમાં નામ, મૂઢ રૂદયામા મેલી.
ઉદર વચે એક શીંગ, એક આખે દિન દેખે;
પવિત્ર સગ પોસાય, ડાહિ દુનિયા પુર પેખે.
તે મુખથી જળ પ્રાશન કરે, શિંગેથી આખે ઝરે,
કવિ શામળ કહે, શોભે તદા, જ્યા વરને કન્યા વરે.

### ઝારી.

છેન કુદનો છેક, એક કહે એ તો ઘોરી,
શિંગ નથી તે શીશ, કહે ત્યારે તો તોરી.
પીઠે નથી પલાણ, ત્યારે તો મેડક માણે;
નથિ રહેતો તે નીર, જરૂર કાઈ શશલો જાણે.

પણ શશલાને પગ ચાર છે, પગ વિણુ આતો પરવરે,
શામળ કહે, અર્થ સહેલ છે, રંજન રંગે ધરે

### ચાંચડ

પુણ્ય સુપાત્ર પવિત્ર, રૂડા એવાની કન્યા,
કિધો પિતાનો કાળ, એહ પણ મોટો અન્યાય
વરી વડકિયા સાથ, જાત રૂડી તે જાણી
કાંઈ ન ચડ્યું કનક, બડા લોકોએ વખાણી
કહો કવણ નાર પીતા કવણ, કવણ વડકિયાને વરી
વળિ કવણ કુળ પેદા થઈ, શામળ કહે તે સુંદરી

### છાશ

નહિ નપુસક નાર, નથી નરને છે નામે
અમૃત તુલ્ય આહાર, કરતા ન ઠરે ઠામે
નિર્મળ નીર ઝરત, પૂર્ણ ગુણ અપરમ પારી,
દુર્લભ જાણે દેવ, સકળ ગુણ શોભા સારી
છે તત્વ તેહ ત્રણ લોકમા, ભાગ્યશાળિ જન ભોગવે,
શામળ કહે તેથી નીપજે, જે જર ગાડે જોગવે

### કોલ, સેલડી પીલવાનો

જળમા રહિ જીવત નહિ મેડક નહિ મચ્છી
ચારે દિશ ચાલત; નહિ પશુ કે નહિ પક્ષી
પગ વિણ વહે પ્રવાહ, પવન પણ વહિ નહિ પાણી;
લક્ષ્મી લીલા લેહેર નહિ રાજા નહિ રાણી
છે તત્વ તોલ તારણ તરણ બુડતાને રાખે બહુ,
વળિ પાર ઉતારે પલકમા, શામળ કહે સમજો સહુ

### નાવ

એક માત સંતાન, નપુસક ને એક નારી,
તે બેના સંતાન અલેખે અપરમ પારી
નપુસકના સંતાન અરથ અધિકે નર આવે,
વડે મૂલ વેચાય, ભૂપ જોવાને ભાવે
બાળક જે તેની બેહેનના, સર્વ અરથ તેથી સરે,
શામળ કહે, પણ સોંધા સહુ, કોડિ મોડિ કરતા ફરે

### મોતી અને માટી

શામા છે. શામળી, સ્વરૂપે પણ સોહંતી;
ભમરાળી ભરપૂર, મરદ મોટમ મોહંતી.
વપુ વરણાગણી વેશ, વળી વળવાળી વંકી;
દુશ્મન ગંજણ દાખ, સાર શોભિત સિંહલંકી.
તે નાર વડે નર શોભશે, તે વિણ ભૂખ લગ્નમણાં;
કહે શામળ, એ સમશા કહો, ભલિ રીતે લેક ભામણાં.

મૂછ.

પંખણિ એક પ્રમાણ કોડથી નારી કહાવે.
જ્યાં મોકલિયે જાય, આપ તેડાવી આવે.
ઉડે તે આકાશ, નહિ સમળી નહિ ગરજણ;
સૂત્રસહિત શોભંત, નહિ દાઇ કે દરજણ.
ગંભીર ઘોષથી ગરજતી, ધજા ફરકે બારણે;
શામળ કહે, શાણા સમજજો, કવણ નાર તે કારણે.

પડાઈ.

પ્રતાપવંતો પુરૂષ, જનોઈ અંગ ધરે છે;
પ્રૌઢ પેખિયે પેટ, સિંગ એક શીશ સરે છે.
ચરતો સાતે ચાંચ, કોઠિયા નૃત્ય કરે છે;
બાળક તેડ્યું બાંહ, હામને હામ ઠરે છે.
ફરિ જાશે છે તે ફુદડી, ઘોર સ્વરે ગુણ ગાય છે;
શામળ કહે, તેના સંગથી, વધતે મુલ વેચાય છે.

રેશમનો રેંટિયો.

અચરત એક અપાર, વપૂ જોતાં વાંકડિયું;
પાછળ પુંઠ વિશાળ, શોભતું મુખ સાંકડિયું.
રૂપ બહુ બહુ નામ, ધણી બાજત મુખ બોલે;
છત્રિશ રાગનિ છત્ય, દશે દિશમાં તે ડોલે.
બોલાવ્યું બોલે નીચ ઘેર, ઉચ અમિરને વશ કરે;
શામળ કહે. સમશા શોભની. ધારક રૂડા મન ધરે.

શરણાઈ, ત્રુઇ, બણુગુ.

નિરખી નહાની નાર, કાંઇ ઉજળી કાંઈ કાળી;
કપટી કુડ કલંક, પેડમાં પોઢી પાળી.

પગ લાંબા બે બાહુ, બંધ બાંધી છે બેડી;
અનમી નર અહંકાર, ટેક રાખંતી તેડી.
તે ભામનિ જોઈ ભોગવે, ભૂપતિની પાસે ભજે,
દુશમન તેને દેખી ડરે, શામળ કહે, શોભા સજે

### કટારી.

શીશ વિનાની નાર, મૂખ મોટું સુખ માણે;
જોર્રિંગનો જે ભક્ષ, જમી તે ઝાઝું જાણે.
પલક ન રાખે પેટ, વળી ઊઠે વળિ બેસે;
પાતળું થઈને પેટ, તેહ પૃથ્વીમાં પેસે.
વાંકાં કહુણને વશ કરે, બળતાંને બાળે બહુ;
સમજ્યા કેડે તો સેહેલ છે, શામળ કહે, ગોધો સહુ.

### ધમણ.

નૌતમ નિરખી નાર, જુલમવાળી ઝળકંતી;
નહિ હાથ નહિ પાગ, લાડ ઝાઝે લણકતી.
મંદિરમાં માલત, ઓપતી ઓઢી પેહેરી;
નાસે થઈ નિરમાલ્ય, વાદ કરતો જે વેરી.
છે નારિ જાત નિરબળ નહી, કળી કરૂપ કાયા થકી;
શામળ કહે, શાણા સમજશે, કહું કાલ્હા તેને નકી.

### તરવાર.

આવ્યો સોદાગર એક, માલ લાખેણો લાવ્યો,
ગરથ કમાવા કાજ, ભલો સઉ જનને ભાવ્યો.
હય હાથી સુખપાલ, લક્ષધા લાખે લેખે;
જેને જેવું કામ, દૃષ્ટિએ દુનિયા દેખે.
પુછિ તેજ ઘડી ને તે દિવસ, રહ્યો ન પૈસે રોકડો;
હુડી પત્રી તો હોય શી, દિસે ન ગાડે દોકડો.

### માટીનાં રમકડાં પડ્યાથી ભાગી ગયાં.

નહિ પુરૂષ, છે નાર, નિહાળી જોતાં નામે;
ચંદ્રબિંબ આકાર, નથી તે ઠામે ઠામે
ગજધાર રહત, અધર અવનીથી બાંધી;
જોતિષ વિદ્યા જાણ, સમય દેખીને સાંધી.

ને માર ખાય મહોકમપણે, બૂમ પાડી બોલે બહુ;
નાનાં મોટાં નર નારિયો, શામળ કહે, સુણો સહુ.

## ઘડિયાળ.

એક નારી નિર્માણ, પ્રમાણિક જને પ્રમાણી;
વીશ પુત્ર બળવંત, વિવિધ શું કહું વખાણી.
તેને સુત ચમ્યાર, સુતા બે બે વળિ તેની;
પુત્રીનો પરિવાર, જગતમાં શોભા જેની.
ચંચળ સુત તો ચમ્યાર છે, તેહ સવાયા શેર છે;
કવી શામળ કહે, શોધી જુઓ, મહિમા મોટા મેર છે.

## વીશ મણની ખાંડી.

પુરૂષ એક વયવૃદ્ધ, ખરી તેને ખટ નારી;
તેને બે બે તનુજ, તનુજને સુંદરિ સારી.
એક એન એક શામ, પુત્ર પછિ તેના ઝાઝા;
પંદર પંદર પ્રમાણ, તેહ વળી કહિયે તાજા.
જે નામમાત્રનો નાશ છે, કોડ શાસ્ત્ર કહે છે કવી;
પણ શામળ, એ પરિવારનો, નાશ કોઇ કાળે નથી.

## સંવત્સર અથવા વર્ષ.

પુરૂષ એક પવિત્ર, પરાક્રમિ દીસે પોઢો;
ચંચળ ચાર ચાલ, જાણ જશવતો જોડો.
રાજમારગે રોજ, મોજ ઝાઝેરી માલે;
જર વિધાની જોસ, અહિ ચોખુટે ચાલે.
નર એક નારિ મે નિરખિયે, અધર ઉપાડીને લિયે;
છે નામ એક બે નારનું, કહે શામળ કારણ કિયે.

## પાવડીનો જોડો.

બ્યંડળ મળી દશ વીશ, નપુસક ટોળું કીધું;
શ્રેષક નાની નાર, બંધને બાંધી લીધું.
નવરાવ્યું ધરિ નેહ, રૂદેમાં રાખિ રમાડ્યું;
પરમેશ્વરથી પ્રથમ, જુગતથી તેને જમાડ્યું.

તેનું જૂઠું, સૌ કો જમે, ગુણ તેના પણ સઉ ગણે.
શામળ, એ સમશા શોધશે, ઘટમાં જે ડહાપણ ગણે

### પત્રાળું

નારી છે નવ રંગ, નહિ મા બાપનિ સૃષ્ટી,
નહી બીજ વાવેત્ર, નહિ નિપજાવે વૃષ્ટી
રહિ અવનિ આકાશ, નહી મેઇ તેનું જોડુ,
છે મુખ નાસા નેણ, પુછ પણ પરઠ્યુ પોહુ
તે નારિ નારિયે નથિ જણી, સ્વરૂપ ઉજળે સાચગી,
પરણ્યો તો પેહેરો પાઘડી, નહી તો પેહેરો કાચળી

### સપની કાંચળી

અતિશય મોહુ મુખ, બેય પાસાથી સરખુ,
ઔષ્ણ સીંગ અનૂપ વિના પાણી'તે પરખ્યુ
લક્ષ હજારો લોક, સૌ રહે તેને શરણે,
નિરમળ સાથે નેહ, ચાલ ચાલે વણ ચરણે
સમશા છે સાગર જેવડી, અકરરત કહે આવડ્યુ.
શામળ કવિ કેહે છે, શાખતુ, નકી કહો જો નાવડ્યુ

ત્યાં કોઇનું મહા રાખે નહી, લાચ ગાઇની નવ લિયે,
શામળ કહે, તે સતવાદિયો, દેખે તેવું કહિ દિયે

### દશરોરો

આઠ પુરૂષે એક નાર, નાર ત્રણે નર જાણ્યું;
સોળ નરે નર હોય, પરાક્રમિ તે પરમાણ્યું,
બે પુરૂષે એક પુરૂષ, ભાગ દ્વાદશને નામે,
ફરી વાયદો કથ, ગયા ગુણવતા ગામે
રખવા તો પીશક વહી ગયા, વરવા તહા કે વાગ્મા,
શામળ કહે છે, તે સુ રી, અતિ દીઠ ઊચાટમા

(છ ચોખાની, રતી ત્રણ રતીનો વાલ સોળ વાલનો
ગદિયાણો, બે ગદિયાણાનો તોલો, તોલાનો
બારમો ભાગ માસો એટલે મહિનો)

આઠ પગ તો છે ખરા, ભમર તો નહિ તે ભાઇ,
એક વાસો બે શીશ, કહું શી તેની કમાઈ
વિધિ બંનેગમ નાક, નાથ ઘાલી ઘણિ મોટી
જુઓ કરમના જોગ, ચોટિ વાસા વચ મોટી
વાજુ કહેછે સૌ તેહને, છે જુનુ જો જોખમાં,
શામળ કરિ કહે, સદા વસે, સાહુકાર ઘેર શોખમા

### તાજવું

અતરિક્ષ નાર અનૂપ, તેહ ડેનાવી ડેરે,
મહોકમ ખાયે માર, બહુ બકવા કરી બોરે
મુખવિણુ મોટુ શીશ, જનોઇ કડે ઘાલે
આપેથી બત્રતિ, મોજ મંદિરમા માલે
તે હસ્ત પ્રહારે જેહને, તે શોભાવે સર્વને,
શામળ કહે, એ શમશા કહો, કે મૂકે મન ગર્વને

### પીંજારાની તાંત

મસ્તક મોટું હોય, મૂખ તેનુ નવ દીઠું,
અન્ન નીર નવ ખાય વદે અમૃતથી મીઠું
પોઠા પગ ને પેટ, પ્રીતથી પચ પ્રમાણું,
રાજદ્વાર રહત, કદી મોટા પરમાણો

સારંગ નામ શોભીન છે, વરમે સારગ વાણિયે;
સમજે સમશા શામળ તણી, તે જશવંત જાણિયે.

## તંબુરો.

બસેં હાથની બાળ, કહું શી તેની કરણી;
પાંચ હાથનો પુરૂષ, પ્રીતથી તેને પરણી.
કામનિ વશ કરિ કંથ, બળે કરિ બાંધી લીધો;
ત્યારે પામ્યો માન, કબુલ સઉ લોકે કીધો.
નર નારિ બિજાં તે ભોગવે, લંપટ કોઈએ નવ કહે;
કવિ શામળ ભટ સાચુ કહે, રૂચિ મૌ ટાને નિત્ય રહે.

## ખાટલો અને ભરવાની પાટી.

એક નાર ખટ ચરણ, પાખવાળી રસ ગચે,
જાત જોરાવર જાણુ, વદનથી અમૃત સાચે.
ઉત્તમ અધમ આહાર, ઉચ નીચે જઈ પેસે;
દિવસે તે દેખંત, નિશા અધી થઈ બેસે.
કોઈ એની આભડછેટને ગણે નહી ભમતા ભવન;
સમજ્યા કેડે તો સહેલ છે, કહો, નાર એ તે કવણ

## માખી

નારી બહુ બળવંત, રહે પોઢી પુર પ્રીતે,
કરે અહાર અપાર, નદી તે રૂડી રીતે.
પુંછળ આખ ને કાન, બહુ જોગવર બોલે,
શત્રુ કેરે માલ, દેખિ તેને દુર ડોલે.
તે રાજદ્વાર રાખેં રહે, અજિત કહાવે આપમા;
શુરા પણ કાયર થાય છે, તે નારીના તાપમાં.

## તોપ.

નપુંસક સરખું નામ, મહિપને મહિર મહાલે,
નર નારી બે જોડ, ચડી વાહન તે ચાલે
શાહ સુબા સુલતાન, માન પામે તે મહિમા;
ત્રિવિધી પાડે ત્રાસ, ગ્રર આમઃ ને સામા.

છાનું રાખ્યું તે નવ રહે, બોલાવ્યું બોલે બારણે;
શામળ કહે, સમજે સુલક્ષણા, કવણ અર્થ એ કારણે.

નગારૂં.

વૃક્ષ ઉપરે વાસ, માન પદવી છે મોટી;
જટા બિરાજે શીશ, ચાર તે ઉપર ચોટી.
ત્રણ નેત્રો તનમાંહિ, નહી શિવજીનો સગો;
અમૃત સરખું નીર, નહી ગુણવંતિ ગગે,
તે જગત જાગમાં જશ લિયે, ઓછવ મગળમાં અતી;
છે નરમ હાડ કાયા કઠણ, શામળ કહે, શોધો સતી.

નાળિએર.

નગર એક નવરંગ, દિસે ચારે દરવાજા;
વરણ ચારનો વાસ, જગત જશ મહિમા ઝાઝા.
મંદિર છન્નુ મહાન, પડે પાદર ત્રણ પાસા;
કરે રાજ બે વીર, ક્ષત્રિવટથી તે ખાસા.
સુંદર સાહેલી સોળ છે, રમત રમે તે શું નિત્યે,
તે કવણ નારિ, ને નગર શું, ચાતુર જન ચેતો ચિતે.

સોગટાંબાજી.

અગ્નિ તણી બહુ આંચ, એક મરદે શિર માણી;
બીજે દીસે હાડ, ગાળ્યા વરવાને રાણી.
ત્રિજે કરવત શીષ, કપાની કટે કાયા;
ત્રણ પામ્યા એક નારિ, માનની ઉપર માયા.
છે ત્રણ નામ તે નારિનાં, નપુંસક નર ને મેરિઓ;
કવિ શામળ ભટ સાચું કહે, લઘુગીનતની લહેરિઓ

પાન, તબોળ, નાગરવેલ, ચૂનો, કાથો, અને ફોફળ.

અતિશે ઉજ્વળ અંગ, થયો કાળો તે કરમે;
ખટ્ દર્શન ખટ શાસ્ત્ર, ધરે અતરમાં ધરમે.
પોતે જાત પવિત્ર, ન્હાના ધોવાથી નાસે;
જળ પિધે જીવે નહી, પલક ન રહે જળપાસે.
પરમાર્થી પરાક્રમી ઘણો, પરમૂલકમાં પરવરે;
શામળ કહે, શાહ સુલતાન સહુ. અધિક આશ એની કરે.

કાગળ

## અભાગિયા વિષે

છપા.

નિર્ભાગી જાય ગામ, કષ્ટ પામિ લુટાય,
જો તે રળવા જાય, લાભ સુદ્ધા લુટાય
અભાગિ પરણે નાર, જાય નિમરી કે મરશે,
અભાગિ પામે ગરથ, ચોર કે હાકમ હરશે
નિરભાગી બેસે ઘોડલે, પડશે કે પગ ભાગશે,
નિરભાગીને મંદિર મળે, પડશે કે દવ લાગશે
અભાગિ જમવા જાય, ભુખ્યો રહે કે વળે નાસી
વદે સરસ જો વાત, લોક કરશે સઉ હાસી
અભાગી ડાહ્યો થાય, ઘણા જન તો કહે ઘેલો,
જો નવ બોલે બોલ, કહે હઈયાનો મેલો
સઉ કર્મહીન કુટાય છે, ગરથ જ્ઞાનનો ગૂટકો,
શામળ કહે છે, નિર્ભાગિનો, કશિ વાતે નહિ છુટકો
અભાગિ બહુ આદરે, થયો કહે શે હડકાયો;
જો ઉદ્યમ નવ કરે, અકર્મી એ કહેવાયો
જો તે ઝાઝું ખાય, થયો કહેશે અકરાંત્યો;
જો તે ગાણું ગાય, થાય વિસ્તારે વાતો
આપે કો સિધુ અકર્મિને, પડિયો કાણો નીકળે;
શામળ કહે સઉ એ સમજજો, ખોટ અકર્મિને ખળે

---

## ધનવાદિ અને વિદ્યાવાદીનો સંવાદ.

પ્રથમ ધનવાદી બોલ્યો

છપા

જરનુ જ જગતમા જોર છે,    દુરિજન જરે નમે સહુ;<br>
શામળ કહે છે, જર જોરથી,    "બાપો" એમ કહે બહૂ<br>
જર માતા ને તાત,    જાત તે જરથી જાણો;<br>
ડહાપણ પણ છે દામ,    દામ રાજા ને રાણો<br>
સગા સહોદર સર્વ,    દ્રવ્ય વણજે વેપારી,<br>
રંગ ને રૂપ અનૂપ,    દ્રવ્ય તે ધીરજ ધારી<br>
સૌ જગત વશ્યુ છે જર થકી    ગરથમાહિ ગુણ બહુ ગણ્યુ,<br>
શામળ કહે સ્વર્ગે સચરે,    જોર હોય જો જર તણુ<br>
વિપ્ર ભણે છે વેદ,    જઈ જરને તે જાચે,<br>
સાધક ને વળિ સિદ્ધ,    રૂદે જરથી તે રાચે<br>
ધરા બાધે શસ્ત્ર    જરથકી તે કર જોડે,<br>
અનમી ને અહંકારિ    હાથ જર આગળ ઓડે<br>
ગામી નામી ને મહિપતિ,    જરને વશ વરતી રહે,<br>
શામળ કહે છે, સસાર સૌ    દમડાને "ડાહ્યો" કહે<br>
જરથી પામે જોખ,    જરે ઇન્દ્રાસન આણે,<br>
જરથી જગ જીતાય,    જરથકી મોટમ માણે<br>
જરથી લાખ કરોડ,    હોડ હઠીલા હારે,<br>
જરથી રાજ્ય થપાય,    જરે આજ્ઞાને મારે<br>
એમ જગત વશ્ય છે જરતણે    ચિંતવે તે ગુણ ગણે<br>
જગદીશ ઈશ વશ જર તણે    શામળ ભટ સાચુ ભણે<br>
ઘણો જેહ ઘર ગરથ,    રૂપ તેને ઘેર રહે છે<br>
ઘણો જેહ ઘર ગરથ    કુલિન પણ તેને કહેછે<br>
ઘણો જેહ ઘર ગરથ    રહે વશ તેને રાજા,<br>
ઘણો જેહ ઘર ગરથ    સુજશ ઓને જન ઝાઝા<br>
જર તો છે જીવનથી અધિક,    બુદ્ધિ નિધાન પ્રાક્રમ બહુ,<br>
શામળ, સેવક શ્રીમતના    શત પ્રકાર શોભિત સહૂ<br>
જર વિના જેહ જોખ,    શોખ તે તો નહિ સાચો,<br>
જર વિણ તનમા પ્રાણ    કહુ કરતુ તે કાચો<br>
જર વિના જે રૂપ    દેહ કુરૂપી કૂડો,<br>
જર વિણ મદિર માલ,    ભર્મ રાખે તે ભૂડો

જર વિણ ડહાપણુ છે જેટલુ, તે ઘેલાપણુ જાણવું;
શામળ કહે, સઘળી ચીજ તે, જગમા જર પરમાણુ.
જરથી શોભે સર્વ, વેદના જરથી વામે,
જરથી જીતે ન્યાય, જરે મન વાછિત પામે.
જરથી સગપણુ સાથ કરે જરથી સૌ કાજે,
જર ઓપવે હાથ, જર થકી સરવે લાજે.
જર તરણાનો મેરૂ કરે રાજ્ય અપાવે રકને,
કવિ શામળ કહે છે, જરથકી, પામર લુંટે લકને
ગાંઠે જેને ગરથ, ભની તે વિદ્યા ભણિયો,
ગાંઠે જેને ગરથ, રહે નહિ કોઈનો રણિયો
ગાંઠે જેને ગરથ, તેજ પડિત છે પૂરો,
ગાંઠે જેને ગરથ, તેજ છે સામદ શૂરો
વળિ ગાઠે જેને ગરથ છે, પરાક્રમી પરમાણવો,
શામળ કહે છે, સંસારમા, જરવિણુ મૂરખ જાણવો.
જર છે સૌનો જીવ, જરે લે મહાસુખ માણી,
કરે પરાણે પ્રીત, રક રાજા ને રાણી.
જર વશ બધુ જગત, જરે જુવતી વશ થાય,
જર આગળ કર જોડી, રહે મોગ કવિરાય.
જર જગલમા મગળ કરે, જુગતી સરવે જોગવે,
શામળ કહે, ધનથી ધનપતી બારે સુખ તે ભોગવે.
ડહાપણુ દમડામાહિ, રહે દમડામા યારી,
દમડામાહી રૂપ, ભેદ દમડામા ભારી
જો દમડામા જોર, રહે વશ થઈને રાજા,
દમડે ઉચ્ચ અધિકાર ગુણ દમડામા ઝાઝા.
દમડો છે મોધો દેવને, વણુ દમડે સૌ વામણા,
શામળ કહે છે, દમડાતણા, ભાત ભાત લેઉં ભામણા
જર દેખી જશવત, ગુણને જ્ઞાન ગમાવે,
ધન દેખી ધનવત, નીચને શીશ નમાવે.
સોનુ દેખી શ્રીમત, કપટનું કામ કરે છે,
ગરથ દેખિ ગુણવત, હેતથી હાથ ધરે છે

રાજા કે શું રાંકની, નિર્મળ કુળની નારિયો;
શામળ કહે છે, મસ્ત જાણજો, જર દેખી કરે જારિયો.
શૂર કપાવે શીશ, ચતુર ચાકરી ચહાયે;
નાચે છે નૃત્યનત, ગીત ગુણિજન થઈ ગાયે
સિધાવત વિદેશ, જાચવા કાગળ જાયે,
મજુર વહે શિર ભાર, કષ્ટ કાશદ મહે કાયે
જે જે ઉપાય અન્યાય જે, બુદ્ધિ બગાડે બારણે;
શામળ કહે, શાણા સમજજો, દ્રવ્ય કમાના કારણે.
જર પાખી જગમાહિ, મોજ એકે શી માણે;
જર પાખી જગમાહિ, આપ અક્કલ શી આણે
જર પાખી જગમાહિ, સ્વાદ એકે નવ સૂઝે;
જર પાખી જગમાહિ, બડાઈ કશી ન બુઝે
જર પાખી તો જમ મારતા, ફરે બિજુ બૂઝે બહૂ;
શામળ કહે છે, જર જોરથી, શુભ વાતો સૂઝે મહૂ.
દમડા પાખી દરિદ્ર, કુલિન તે કિંકર કહાવે;
રિદ્ધિ વિના તે રંક, પ્રતિષ્ઠા માન ગમાવે
વિદ્યા અને વિવેક, દામ આગળ સૌ ડૂલ્યા,
જે જે કરવા જાય, ભરમથી સરવે ભૂલ્યા.
જે શૂર પૂર શાણા ઘણા, વપુ વર ગુણી વાકડા,
શામળ કહે, સૌ સંસારમા, રિદ્ધિ વિનાના રાકડા
જેને જરનું જોર, જુલમ ઝાઝા કરિ ઝુઝ,
જેને જરનુ જોર, બિજાને તે નવ બૂઝે
જેને જરનુ જોર, અહંપદ અતિશે આણે;
જેને જરનુ જોર, જગત ઉજડ તે જાણે
વળિ જેને જરનુ જોર છે, છાકયો રહે અમલે અતી.
શામળ કહે છે, સદબુદ્ધિ વણુ, રૂડુ ન થાય તેથી રતી
એ હાથીનુ જોર, બાહુ બે માહિ બિરાજે,
વાઘ સિંહની પેર, ગરથ ગાંઠે તે ગાજે
ભુખ તડકો કે ટાઢ, નહી જર પાસે જાય,
વ્યતર ભૂત કે પ્રેત, કદી ચેટક ન ચહાય

મન મદીરા શેર સમાતણી, કેફ સદા આવી વસે;
શામળ કહે, દુખિયો દુખ કહે જરવાળો હૈડે હસે
નિરધન બેલે મત્ય, કહે જરવાળો જૂઠી;
નિરધન ગાણું ગાય, જાય જરવાળો ઊઠી
હાહા કરે સઉ લોક, વદે જરવાળો જૂઠ,
રિદ્ધિ ઉપર સઉ રાજી, રિદ્ધિ પાખી મઉ રહુ
ચોદ વિદ્યાની ચાતુરી, ગરથ સાથ વાસો રહે;
વળિ કર્મ ધર્મ ને શર્મ સઉ, કવિ શામળ જરને કહે.

## દોહરા.

દશધા દરિદ્ર ઘર વિષે, દરિદ્ર ઘર ઘરસૂત્ર;
અર્થ સરે કેમ ગય વિણ, પરણે ક્યાથી પુત્ર
શુ કરે વિદ્યા બાપડી, શુ કરે રૂડુ રૂપ,
લક્ષણ તો લક્ષ્મી વિના પડે કારમે કૂપ
શુ કરે ખચારૂં શાણપણ કરે શુ વારૂ વર્ણ;
ધન વિના ધાતો ફરે, ભ્રષ્ટ છેક જ્યમ તર્ણ.
જેવુ સુખ શમણા તણું, નદી મૂળ નહિ ડાળ;
મનોરથો નિરધન તણા, સરવ આળ પંપાળ
દરિદ્ર સરખુ દુખ નહિ, શ્રીમત સમુ નહિ સુખ;
લક્ષ્મીવત લીલા નહિ, ભાગે ભારે ભૂખ
લાયક સો લક્ષ્મી વડે, લક્ષ્મી પાખી લીન,
જરવિણ જશ જુતે નહી, દેહ દામણા દિન
લક્ષણ બત્રિશ લક્ષ્મી વિના, શબવત્ સર્વે શૂન્ય,
બોતેર કળા બેશી રહે, નિર્ણય કરતા ન્યૂન
દરિદ્રિ હોય ડાહ્યો ઘણો, ગાતા આવડે ગાન,
એ ગુણ કોઈને નવ ગમે, કહે શીદ ફોડે કાન.
મેલો મલિન હિંડે ઘણો, દૃઢ ગાઠે હોય દ્રવ્ય;
વિશ્વ વખાણે તેહને, સારો કહે જન સર્વ.
કેશરિયો ને કુલક્ષણો, કાયર કપટી કૂડ;
જર હોવે જશ દે સઉ, પરાક્રમી એ પ્રૌઢ.

વેદ પાત્ર વિદ્યા નિધી    સકળ શોભાય સાર્થ;
લક્ષ્મીવંત આગળ જઈ,    હેને ઓડે હાથ.
જોરાળા જગ દૂતથી,    ધારાળા મહા ધીર;
જર કારણ જશ ગાય છે.    સોંપે શીર શરીર.
કવિતા હોય સવિતા સમો,    ને તમ નામ ગણાય;
લોભે લક્ષપતિ કને,    જર જાચણ તે જાય.
નગરતણો હોય નરપતિ,    અનમી કરે સહુ અર્જ;
કોટપતિને કરગરે,    કાઢવા માગે કર્જ.
કળાવંત કળા કરે,    ગુણ રૂડા સહુ ગાય;
રાગ સંભળાવી રીઝવે,    જરપતિ પાસે જાય.
વાંકા ને વરણાગિયા,    ફોકટ મારે ફૂલ્ય;
મૂકે પુત્ર મોસાળમાં,    ધનવિણ ડહાપણ ધૂળ!

કરે નીચનો સંગ, નીચની ભાષા ભાખે;
કરે નીચનો સંગ, નીચની રીતી રાખે
વળિ નીચ કામ નીચા કરે, નિચ કહે શામે ઊચ જન
શામળ કહે, સંગત નીચની, સાચ ન કરશો કોય દન.
પંડિત પંડિત પ્રીત મૂરખને મૂરખ વહાલા,
રૂડો રૂડી રીત, ચતુર ચતુરાઈ ત્યાં ચાલ્યા
૫૮ સૂમને વહાલો સૂમ, દાનને દાતાને દાતા,
જોગને વહાલો જોગ, ગુણી જનને ગુણ જ્ઞાતા ૨૮
શરાને વહાલા શૂર નર, કાયરને કાયર ગમે,
જશવત ગમે જશવતને શામળ કહે સદા સમે
મળે ઊચને ઊચ, મળે ભગીને ભગી;
મળે નીચને નીચ, મળે રાગીને રગી
મળે ભગતને ભગત, મળે પાપીને પાપી
મળે જ્ઞાનિને જ્ઞાનિ, મળે જાપકને જાપી
વળિ વ્યસનીને વ્યસની મળે, મળને મળતા ગુણ મળે,
જમ લક્ષણ મળે છે તકમાં, શામળ, પય શાકર ભળે

## મોતવિષે છપા.

કોઇ કહે આવ્યો તાવ કોઇ કહે થયુ કોગળિયુ,
કોઇ કહે કરડ્યો નાગ કોઇ કહે વ રસી વળિયુ
કોઇ કહે વાધ્યો રોગ કોઇ કહે શસ્ત્ર જ વાગ્યુ,
કોઇ કહે મારી મૂઠ કોઇ કહે પાપજ લાગ્યુ
ઇશ્વર મ ગે લેતો નથી, જગતમાહિ મહિમા જુઓ
શામળ કહે છે સૌ સાભળો મોત આવ્યું તેથી મુઓ
પેસે અરણુ નીર, તીર ગગાને બેસે;
ચડે જો પર્વત મેર કહી પાતાળે પેસે
મંદિરમાહિ પ્રવેશ, કરે આપે એકાતે,
ભોજન અમૃતાહાર ભમે ભૂના બહુ ભાતે
ફિકર રાખે કઇ માઠિધા, સચ પ્રપચ ઘણા કરે
શામળ કહે છે સૌ સાભળો મોત આવ્યો નિશ્ચે મરે

કોઇ આજ કોઇ કાલ, કોઈ દિવસે કોઇ રાતે,
કોઇ જોબન કોઇ વૃદ્ધ, બાળ જન જુવતી જાતે
કોઇ તાવે તરફડી, આપ ઘાતે કોઈ મરતા,
કોઇ ભોગ કોઈ રોગ, કોઇ તો સરપ કરડતા.
કોઇ વાઘિ શિકાર કે હડકવા, કોઈ મમતે લડિને મુઓ,
પણ કાળ ન મૂકે કોઈને, શામળ કહે સમજી જુયે
રાખે લખ રખવાળ, લોહ પિન્જરમાં પેસે
અરણ્ય વિચ આસન, પાળીને જો કોઇ બેસે
વજ્ર ગુફા ગભીર, માહિ કોરાની માણે,
ઈંદ્રજાળ વિદ્યાય, જુગતથી જો વળિ જાણે
સંભાળિ સાચવી સાચવે, કોટિ જતન કોઈ કરે,
જાળવતા પણ જીવે નહીં, મોત વખત નિશ્ચે મરે
ચિરંજીવિ નહિ કોઇ, ગયા મનુજેવા અધિપત,
ચિરંજીવિ નહિ કોઇ, ગયા વહિ અગણિત અધિપ
ચિરંજીવિ નહિ કોઇ, ગયા અધિકારી ઇંદ્રે,
ચિરંજીવિ નહિ કોઈ, ગયા કઇ સૂરજ ચંદ્રે
વળિ ગયા રામને રાવણા, ગયા દેવ ને દાનવી;
સતવાદી સલક્ષણા ગયા કોણ માત્રમાં માનવી
કોઇ આજ કોઇ કાલ, કોઇ માસે ખટ માસે,
કોઇ નવે દશ બાર, કોઈ પચીસ પચાસે.
કોઈ સાઠ શીતેર, કોઈ પોણોસો એશી,
જે જાયુ તે જાય, નથી રહેવાનું બેશી.
જે નામ તેહનો નાશ છે, ધર્મજ એવો ધારવો,
કવિ શામળ કહે મૂરખ કરે, ગદી દેહનો, ગારવો
ઘડી પલક કે પહોર, સાંજ સવાર કે વહાણું,
એ દીપકો ઓલાય, ન આવે સાથે નાણું
રહે ઘરમાં કે ગામ, દેશ પરદેશ પડશે,
જળ બુદબુદ જેમ, એક દિન નિશ્ચે નડશે

રાખી કોઈની રહેશે નહીં, દિવસ નથી નહિ દેહનો,
શામળ કહે કાચો કુંભ છે, તો ભરમો શો તેહનો.

## સ્ત્રીના ગુણવિષે છપા.

રામા રજનિ ખાણ, જાણ એ રંભા રૂડી,
ધરે સોળ શણગાર, હાર કંઠે કર ચૂડી,
શોભે જળ હળ ગેહ, દેહ ગેમત શુભ સાજ;
શોભા કેરૂં સદન, મદન હરિ રાખે રાજ
ભાઇ ભોજ કરણ વિક્રમ ભને, હરીયંની હાર ા,
પડીત ચતુર પુત્ર પાટવી, નૃપતિ ને સુત નારસ.
જે ઘરમાં ઘરનાર, કામ ઉધારે દેશે,
જે ઘરમા ઘરનાર, પિંડ પિત્રી પણ લેશે
જે ઘરમા ઘરનાર, તોજ મેણ શિર ટળશે,
જે ઘરમા ઘરનાર, માન માણસમા મળશે
ઘરનાર જેહને ઘર થશે, શોભિત શાહ રમ જસો
ઘરનાર વિના નર નિંદિણો, શાહ તોય તસ્કર તસો
નાર વિના નર રંક, શક રાખે નહિ કોઈ,
નાર વિના નર ચોર, જેર જર બેસે ખોઈ
નારવિના નર નિર્મળ, સબળ રાખે નહિ સગે,
નાર વિના નર દીન, હીનસુખ એકલ અંગે.
ચતુરા વિન તો ચાને નહીં, જગતમાહિ રહે જાહરે.
શામળ કહે છે, શામા કરી તજે જગત ના તાહરે
બાળપણે થઇ માત મટાડે પીડા મનની,
જોબનમા દે રંગ, સગ સુખ દાયક તનની.
સુખ દુ ખમા સમભાગ, રાગ રૂડે ગુણ ગાતી,
ચતુરા ચિત્ત હરનાર, ગાર ઉરમા મદમાતી.
વળી વૃદ્ધપણે સેવા કરે, દેખ્યાથી દિલ દુખ ટળે
એ અંતકાળ અળગી નહીં, બહુ સ્નેહ મ ધે ભજે.
મામ ચાગો મેવ, જોહને વિશ્વ વખાણે,
પાછળ પડે દુકાળ, કોણ તે જુગતી જાણે

મોતી મોંઘે મૂલ્ય, વેહ પાડતાં તૂટે;
કરનારુ હોય[1] કતાર, [2]શલભ ખાતાં તે ખૂટે.
પણ લાભ અરભ ગોધો તનુજ, વદ વહેગ જાણિયે;
નહિ ભેદ મોતિ ને મેહની, નર નીરડે વખાણિયે
પક્ષ ચરેછે તરણ, રહેછે રણમાં રમતાં;
નર નારીની જોડ, ભાળિયે સાથે ભમતાં;
દિઠુ ગુપ્તિ આકાશ, જુઓ તેનું પણ જોડું:
હોવું ઉંચ કે નીચ. ગધાડું કે કાં ઘોડું
સુર અસુર નાગકિંનર વિષે, દેવી, નાગણ, દાનવી;
મન ગરદ કર્યાછે મેરિયે, કોણમાત્રમાં માનવી.
નારિ વિના નર રંક, દામણો દીસે દેહ,
નારિ વિના નર રંક, દિસે ગુણહીણો ગેહ
નારિ વિના નર રંક. નહીં ધન ધીરે કોય.
નારિ વિના નર રંક, હરિ પૂજન નવ હોય.
નિર્બળ છે નર નારી વિના, ભોગ કશા તે ભોગવે;
આરગુણ અદક્ષ અધુતો ગણ્યા, જુવતી વણ નર જોગવે.
નારી નરનું અંગ, સુખ દેયણ કર સેવા;
વળી પુણ્યમાં ભાગ લાભ જશ લાખો લેવા
જામથી સંતાન, ધર્મ બુદ્ધી તે ધારે;
પ્રગટે પુત્ર સપૂત, કુળ ઇકોતેર તારે.
કુળ શુદ્ધ મળે જો કામની સ્વામીને સુખ દે મતી,
કહુ ગ્રંથ વિચારુ આંપથી, પુણ્યવંત તેનો પતી.
માનિ મોટે મુલ્ય મહામાયા એ મોટી;
જિતવા ઘટે જેહ, તેહની ખાતજ ખોટી.
સ્વર્ગ મૃત્યુ પાતાળ, ભેદ ભારત જે ભણિયા;
ઉંચ નીચ ને અમીર, સર્વ જુવતીએ જણિયા,
સ્ત્રી ખરા રત્નની ખાણ છે, મોટિ પુરુષથી પ્રીછજો:
કરૂ શાસ્ત્ર સાહિ, શામળ કહે, અંતરમાં સઉ ઇછજો

---

૧ દાર અથવા પતિ ૨ તીડ.

નિર્મળ મનની નાર, સ્વામિને સ્વર્ગ પમાડે;  
યુવતી જોબનમાંહિ, રીઝથી રંગ રમાડે.  
ટાંડે કૂળ કલંક, સરસ સચવે ઘરસૂત્ર;  
વધે તેહથી વંશ, પરસવે પુત્ર સપુત્ર,  
વળિ હોય સતી શુભ સાધવી, પુણ્યવંતી તે પારખી;  
એ નીચ કોઇક જ નારિયો, સ્વભાવે સઉ નહિ સારખી.

## જુવાનીના જોર વિષે છપા.

કઈ જોબનને જોર, જગતમાં બનિયા જોગી;  
અડસઠ તીરથ અટન, ભાવ ભરપૂરે ભોગી.  
કઈ જોબનને જોર, પ્રસિદ્ધિ પામ્યા પ્રાણી;  
કઈ જોબનને જોર, ભણ્યા વિદ્યા રસ વાણી.  
જે સત્ય અસત્ય ભુંડું ભલું, જોબનમાં સ્થિર થાય છે;  
શામળ કહે જોબન જોરમાં, વેગે જન વહિ જાય છે.  
ધોળા થાશે કેશ, ડાહિ કહેવાશે ડોશી;  
વિપરિત થાશે વેશ, તનુ પાળીને પોશી.  
થર થર ધ્રુજશે થૂળ. નમી જાશે બે નેણાં;  
પડે દેહમાં વેહ, વદાશે વિપરિત વેણાં.  
વળિ લીટ ચુશે બહુ નાકથી, બેય કાન બેરા થશે;  
સેવો પ્રભુને, શામળ કહે, જોબન જોર વહી જશે.  
જેમ વાદળની છાંય, ચાર પળનો છે ચટકો;  
મનમાં ચેતો મનુષ્ય, ખરો રાખીને ખટકો.  
રાખ્યું તો નહિ રહે, રૂપ ને જોબન રૂડું;  
વૃદ્ધ થઈ જશે વેષ, કલંક રહેશે કુડું.  
છે કોણુ રંક કે રાજિયો, રૂપ વૃદ્ધ ને બાળનું;  
શામળ કહે, રાખ્યું નવ રહે. સર્વે ચવેણું કાળનું.

## સોકયવિશે છપા.

હસ્તિ સિંહને પ્રીત પ્રીત વાઘણ ને હરણી;  
ગરૂડ સરપને પ્રીત. પ્રીત તીમીર ને તરણી.  
ઉંદર બલાડી પ્રીત, પ્રીત મીની ને શ્વાન;  
પ્રીત સરપને નોળ, પ્રીત લંપટ ને ધ્યાન.

## પિતાના હેત વિષે છપા.

પુત્ર કરે જો પાપ, પિતા તે પુણ્ય જ જાણે;
પુત્ર કદિ દે દુઃખ પિતા તે સુખ પ્રમાણે.
પુત્ર કરે જો હાણ, પિતા તે લાભ જ લેખે;
પુત્ર વદે જો જૂઠ, પિતા દિલ સત્ય જ પેખે
અવગુણ અસંખ્યધા પુત્રના, પિતાને મન તો લાડ છે;
આ ગુણ ઓશીકળ કીજિયે, પૂર્ણ પિતાનો પાડ છે.
પુત્રતણો વીજોગ, તેથી દાવાનળ રૂડો;
પુત્રતણો વીજોગ, તેથિ શુભ જળમાં બૂડો
પુત્રતણો વીજોગ, તેથિ શુભ ડસવો સાપે;
પુત્રતણો વીજોગ, તેથિ શુભ તપવું તાપે.
મહાદુઃખ નહીં મરવા તણું, દુઃખ નહીં તન રોગનું;
પણ કોડ દુઃખ શામળ કહે, પોતું પુત્ર વિજોગનું.
પ્રીતી બહેરી તાત, મહાપ્રીતી માતાની;
પ્રીતી સગાં સમસ્ત, પ્રીત બારે ભ્રાતાની.
પ્રીત ઘણી મોશાળ, પ્રીત પણ શ્વશુરે પુખાન
પ્રીત ઘણી પ્રિયનારિ, પ્રીત શુભ સ્નેહિ સખાને
છે પ્રીતિ અધિક પ્રકારની, કહે શામળ કોડે કથી;
પણ અધિક પ્રીત અતરતણી, સપુત સમાન સરસ નથ
જેણે ચડાવ્યાં આળ, બાળ રમતાં રોવરાવ્યાં;
સ્ત્રીવધ ગોવધ બ્રહ્મ, હત્યાદિક પાપ કરાવ્યાં.
પ્રિય માય કરિને વેર, ઝેર દેઇને જર હરિયાં;
કર્યા ગર્ભ કઇ પાત, ઘાત કુટંબે કરિયાં.
પાડ્યા વિછોહ નર નારિને, ભંગ કર્યાં ઘરસૂત્રનો;
પામે પોતે તે પાપથી, વિજોગ પ્યારા પુત્રનો.

## મોટા લોક વિષે છપા.

મોટા કેર છિદ્ર, કાઢશે તે દડાશે,
મોટા સાથે વેર, કરે તો સ્ત્રી રડાશે.
મોટા સાથે પ્રીત, પિડા કોઈક દિન કરશે;
મોટા સાથે મમત, કિવે વણુ મોતે મરશે.

નળિ પ્રીત વિ ને વરતિયા પ્રીત અસુર સુરલોકની,
શામળ કહે, ન્વી પ્રીત સહુ, સકળ સૃટિમા લોકની,
પ્રીત તેતરા બાજ, પ્રીત કાગળને પાણી,
પ્રીત સતિ ગુણિકાય, પ્રીત આટા ને ધાણી.
પ્રીત અગ્નિ ને નીર, પ્રીત સાચા જૂઠાની,
પ્રીત ચોર ને શાહ, પ્રીત રિઝવણુ રૂઠ્યાની.
એ પ્રીત વૈર લાખો ગમે, કહે શામળ કહુ શુ કથી
સૌ દુઃખમા દુખ અસારમા, સોકય સમાન કશુ નથી
અધાને દુખ આખ, સારૂ નરતુ નવ દેખે,
બેરાને દુખ કાન, રાગ પૂરણુ નવ પેખે
રોગીને દુખ રોગ, ભોગ એકે નવ ભાવે,
ભિક્ષુકને દુખ એક, છેક ભીખારિ કહાવે
એવા તો દુખ અનેક છે પગાને દુખ પગ તણું,
શામળ દહે, સ્ત્રીને સોક્યનું, છે દાવાનળ દુખ ઘણુ
પતિની સાથે રહેવાવિષે છપા

કાકાને સુત પાચ, ગૂણ હિણુ મૂર્ખ ગણાયા,
ભોજ પરાક્રમ પ્રૌઢ, સુજસ જગમાહિ જણાયા.
કાકે પરઠ્યો શિર કાપવા, ત્યારે ત્યા વનમા કહ્યુ,
તુ સમર ભા [ શ્રીરામને જાણુ ભોજને ત્યા થયુ
લખ્યો પત્ર એક તત્ર ગયા માધાતા મહિપત,
ગયા રામ રાવણે, ગયો દુરજોધન ધનપત
ગયા પાડવો પાચ, ગયા સુરનાયક ઇંદ્રે,
ગયા જ નળ નદ્ર ગયો હુશી હરિચદ્રે
પૃથ્વી ઉપર કઇ પ્રગટિયા, પૃથ્વીમા સહુ કો શમ્યા,
મ માથે પૃથ્વી નવ ગઇ, ગુણુ કોઇનિ પણુ નવ ગમ્યા

## ભોજની સભા વિષે.

સભાપડિત શત સાત, વદે વ્યાકરણુ સુવાણી,
જોશી આઠ હજાર, અગમની જુગતી જાણી
વૈદિક વેદ હજાર, એક ભારતના ભાળે,
અગ્નીહોત્રી અયુત, આચસત પ્રયુતજ પાળે
નાટક ચેટક નિત્ય નવનવા ચારણુ ભાટ કવિત ભણવા,
ભરપૂરણુ ભોજ સભા ભળી, શામળ કહે છે નહીં ભણ્યા
એમ્સયો કાળિદાસ, બેસયો માઘ પ્રમાણુ,
તણુસનો નૃપ ભોજ, ચોસઠી સભા વખાણુ
નવુ કવિત ક શ્લોક, નવી કા વાત બનાવે,
મના લાખની મરસ, ભોજ મનમાની લાવે
બડ રથકી પાછો વળ્યો તો તેને ભમણુ જણુ,
શામળ કહે, તેથી ભોજનુ, ભમણુ ભોજ નામ જ પડયુ
દિવ્ય દેખાશી દેહ, મેહ જેવો મન ગરવો,
કરણુ સમો દાતાર માત સાગરવત સરવો
નિર્મળ શશિવત નામ, કામ હરિચદ્રજ સત્યે,
પૂરણુ રવિ પ્રતાપ, આપ રાજા બળિવતે
છે જોડ જુધિષ્ઠિર સરિખો, લાયક જન લક્ષમાં લહે,
તે ભોજ ભલો [illegible] ની, કવિ શામળ કોડે કહે

વેર સગુણ અવિવેક, વેર ભિક્ષાપાત્ર ભિક્ષા,
વેર મૂર્ખને મિત્ર, શાણપણાની દે શિક્ષા
એવાં વળી વેર અનેક છે, નાઈ ઉતર નાર્ય જશે,
વળી સદા વેર શામળ કહે, સદગુણને દુર્ગુણ વિગે.
પિતા તણો હણનાર, એહ પણ વેર અનેક,
હણે નારિ કે પુત્ર, નેહ પણ વેર ઘણેક
કરે નિત્ય અપમાન, કનક ચડાવી કોપે,
હરે ભૂમિ ઘરસૂત્ર, લાજ લોકોમાં લોપે
પણ હાડવેર એથી અધિક, શામળ ભટ સાચું ભણે,
જે જુલમ વેર તો જાણવું, હત્યા કરતાં નવ ગણે

## દાતા વિષે દોહરા.

દાતાથી મોટો નહિ, દાતાથી નહિ શૂર,
દાતાથી ડાહ્યો નહી, પ્રતાપ જેને પુર
બહોતેર કળા બુદ્ધિ વધે, ચઉદ વિદ્યા ચિત્ત ચ હાય,
દાતાગુણ જેમા વસે, બહોળો જશ બધાય
કેળ વિફળ જાણે નહી, દીનથી હોય દાતાર,
વિશ્વભરને વહાલો ઘણો, ધન્ય એનો અવતાર.
સોમા શુરો સેર્ઝક નર, લક્ષે કોઈ દાતાર,
પડિત નર પરખી શકે, ધન્ય એનો અવતાર.
શરીર આપવુ સોહલુ, દોહલો દેવો દામ,
દાતા ધન ધુળવત ગણે, તે નહી હામે હામ
જીવત જગતે જશ વધે, સ્વર્ગસમુ સુખ થાય,
કૃપણ હોય મોટી પતી આપ હાથે ન ખાય.

## કૃપણ વિષે દોહરા.

અગ્નિ ચોર હાકમ લિયે રહે કર્યો દાટ્યો દામ,
કરપિ છોરા કરગરે, ન મળે વપુ વિરામ
એને ધન શત સહસ્રધા, ગાય કરોડો લાખ,
નિરખી હરખે સુમ નર, રહે છે અતે રાખ

### છપા.

જેમ ઘાચિનો બળદ, રાત દિવસે તે ફરિયો,
જ્યમ ગદ્ધો ગુણ હીણ ભાર અગુતેખે ભરિયો
પાડો જેમ પખાલ પુર પર પરડે પાણી,
વેઠે પકડ્યો વીર, તરફડીને તે તાણી
જર રળ્યો રોજ થઈ રાકરો, વેઠી દુખ વધારિયો,
શામળ,નવ ખાધો ખરચિયો, જીતી બાજી હારિયો
જર જોતામા જાય, ચોર કે હાકમ લૂટે,
જર જોતામા જાય, જુઓ જર ખાતા ખૂટે
જર જોતામા જાય ઉડે જો આગ સજોરી,
જર જોતામા જાય, ચડે ચાડી કે ચોરી.

જર જાવા બેસે જે સમે, રાખ્યું ઘડી રહે નહીં;
શામળ કહે, જાય સમૂળગું, કહો મૂખ જોવું કહીં.

## લોભ વિષે છપા.

લોભ ઘટાડે લાજ, કાજ બગડે જો જાગે;
વળિ ઘટે વેહેવાર, ભાર શોભા પણ ભાગે.
લોભે લક્ષણ જાય, થાય અન્યાય અધર્મે;
લોભે સૌ સંતાપ, છાપ ચોંટે કુળ કર્મે.
સન્માન માન મોટમ મટે, શુદ્ધ કુળમાં શળ છે;
શામળ કહે, શાણા સમજજો, લોભ પાપનું મૂળ છે.
વાણું સાંજ સવાર, મધ્ય સંધ્યા મધ્ય રાતે;
ઘડી પલક ને પહોર, આજ કાલે પરભાતે.
રવી સોમ શનિવાર, ત્રીજ તેરશ ત્રયવેળા;
શરદ શિશીર વસંત, ભુવન ભૂવનમાં ભેળા.
કૃત આદિ યૂગઅંતે કળી, શુદ્ધ વદ સર્વે સમાયછે;
શામળ, આશા તો અમર છે, જુગ ખાધા વહિ જાયછે
જાય લોભથી જીવ, દૈવ પણ લોભે રૂઠે;
ભવન કરી દે ભસ્મ, લોભનો અગ્નિ ઉઠે.
હોય લોભથી હાણ, જાનપણું લોભે જાય;
લોભે હીમત હીન, દીનપણું લોભે થાય.
લોભે લક્ષણ લાખો ઘટે, લોભે સંકટ શળ છે;
કવિ શામળ ભટ, સાચું ભણે, લોભ પાપનું મૂળ છે
લોભે તૂટે પ્રીત, લોભથી કીત ન હોય,
લોભે ચોરિ ચાડિ, કરે કુળવંતા કોય.
લોભે બોલે જૂઠ, લોભથી હત્યા થાય:
લોભે જાય વિદેશ, લોભથી ગાણાં ગાય.
લોભી સઘળો સંસાર છે, હોય જોયિ પણ દીનતા:
શામળ, બહુ લોભી બે જણાં, વિપ્ર અને વળિ વીનતા.

## આશા.

આશા હાડી ખાણ, પહાડયિ થાય ન પૂરી:
હેમ મેર સમ હોય, તોય પણ રહે અધૂરી.

આશા નીર અઘાત, બહુ જન તેમા બૂડ્યા;
કોણ રાય કે રંક, કોણ રૂડા કે ભુંડા
શૂરા પૂરા પંડિત સઊ, ભણ્યા ગણ્યા ભૂલા ભમ્યા,
આશારૂપી અરણ્યમાં જઊ, શામળ કહે સઊ શમ્યા.
ગળે અઢારે અંગ, ગળે નાસા ને નેણાં,
પળે મુંડ ને તુંડ, વદાયે વિપરિત વેણાં.
અસ્થિ રૂધિર ને માંસ, સુકાય ચલાય ન ચરણે,
ધાતુ સરવગે ધ્વંસ, કશુ સભળાય ન કરણે.
ઇંદ્રિયો બંધિયે અડવડે, આહાર નિદ્રા પણ ઘટે,
શામળ કહે, તૃષ્ણા શતગુણી, મનમા વધે, નહિ મટે
અર્થી ન ગણે પાપ, અર્થી જગને નવ જૂએ,
અર્થી ન માને શાપ, પાણી પરિયાનું ખૂએ
અર્થી ભૂંડા કામ, કરે એકે નવ બીહે,
અર્થી બોળે નામ, લાખ લાછન શિર લિયે
અર્થી તો જિવ આપે ખુએ, આથ અવગુણ નવ ગણે,
અર્થી આંખે દેખે નહી, શામળ ભટ સાચુ ભણે.

## અંધ કોણ ?

કામી કહિયે અંધ, અંધ લક્ષ્મીનો લોભી,
અંધ સવારથ સર્વે, અંધ મેલો મન મોભી
અંધ અદેખો આપ, અંધ ચોરી ને ચાડી,
અંધ અહપદ ઊર, અડાવે વાતો આડી.
એવા અનેક તો અંધ છે કા નર ને કા નારિયો,
શામળ કહે અંધ અતી ઘણા, જે જન ઇછે જારિયો
લોભ કરાવે કષ્ટ, લોભ મરજાદ મટાડે,
લોભ કપાવે શીશ લોભ ગુણ જ્ઞાન ઘટાડે
લોભે જાય તણાઈ લોભ સુખ સર્વ શમાવે,
ઉત્તમ અધિપતિ આપ, નીચને શીશ નમાવે
દુખ દાવાનળ તો લોભ છે, કરે ગુણીને ગરકમા,
કવિ શામળ ભટ સાચું કહે, લોભી પડશે નરકમા

## ભીખ વિષે છપા.

ભીખમાહિ નહિં ભોગ, ભીખથી જોગ ન સાધે,
ભીખમાહિ નહિ માન, ભીખથી ભાગ્ય ન વાધે.
ભીખ નામ નિર્માલ્ય, ભીખથી ભાર જ ખૂએ,
ભીક્ષુક ઓછુ પાત્ર, ભીખ સામુ કો જૂએ
છે વરણુ તુચ્છ તે સરનથી, ભીખ હોય હલકી બહુ,
કવિ શામળ કહે, શાણા સુણો, ભિખથી ભુડુ શુ કહુ.

દોહરા

મોતથી ભુડુ માગવુ, ધર્યો જન્મ તે ધીક,
કહેવો દાતા સૂમને, ભુડી સૌથી ભીખ
કાયર શૂર વખાણવો, કૃપણ કહી દાતાર,
નીચને ઊચ વખાણવો. ભારે ગ્રહેવો ભાર.
અધર્મિ હોય અભાગિયો, અધિક જણાવે હેટ,
રીઝવવો રાજા કહી, ભીખને માથે ભટ
ગુણી કહેવે ગુણહીનને, સ્વલ્પ નાની શક;
ન રહે બોલ જાચક તણો, ભીખને માથે ભક.

---

## પ્રશ્નોત્તર વિષય છપા.

પ્રશ્ન

કોણ પૃથ્વિથી પ્રૌઢ? કોણ અણુથી પણ નાનો?
કોણ પવનથી પહેન? કોણ દેવોથી દાનો?
કોણ વિધુથી વિમળ? કોણ અગ્નીથી તાતો?
પયથી ઉજ્વળ કોણ? કોણ મદિરાથી માતો?
વળિ કવણુ તેજ તરણીયકી? કોણ શર્કરાથી ગળી?
કવિ શામળ કહે, ઉત્તર ક્યો, પૂરણ પહેચે મન રળી
સ્વાણુથિ શીલ્લે કવણુ? કવણુ કુશમથી સોંઘો?
કવણુ તરણુથી તુચ્છ? કવણુ મણિથી છે મોંઘો?
કવણુ બરાસથિ બેહેક? કવણુ કાજળથી કાળો?
કવણુ લોહથી કઠણુ? કવણુ બાળકથી બાઝો?

## નઠારૂં શું?

બાળ મુરખશું મેળ, બાળ જે પાપે રળવું;
બાળ નિર્લજ વેપાર, બાળ અણમળતે મળવું.
બાળ ગુણ વિણ રૂપ, બાળ વગડામા વસવું,
બાળ બહુ બકવાદ, બાળ દરદમ જે હસવું.
વળિ બાળ ઉપાસન ભૂતનું, બાળ વિદ્યા વિણ નામને,
વળિ બાળ દેહ દાતાર વિણ, બાળ વૃદ્ધ વિણ ગામને
બાળ વસવું મોસાળ, બાળ સ્ત્રીધણ સુખ વરવું,
બાળ બનેવી ઘેર, વસીને ભરણું ઉદરનું
બાળ દિકરિના દામ બાળ શત્રુઘર શરણું;
બાળ કુંડળો કાન, કથા ન સુણી કદિ કરણે
બાળો પરવશ પેટાગ્રી, અન્ન વિણ ઉદર ભરે,
શામળ કહે, બહુધા બાળ જે, સપુત વસે અમગ્ર વરે
બાળ માગવી ભીખ, બાળ કાશદિયુ કરવું;
બાળ ચોરિનું ચિત્ત, પારકુ ધન જે હરવું
બાળ વેતરૂં વેઠ, ભાર લેવો નિત શીશે,
બાળ પુરૂષ પરવશ, દીનતા નિશદિન દીસે
વળિ બાળ પથ જે પાપનો, બાળ એકલ શૃગ થવું.
શામળ, તે ધંધો બાળ જે, વિદેશ જનમારો જવું

વાધા વિજોગ ભોગ, ભોગ વામાને મનુ
મહાભોગ પ્રેમ પગનારીશું, ભોગ મમત મુરખપણું,
મહાભોગ બન્નિ આવે નહીં, ભોગ એ નાને બાણુ.

કોણુ મુઓ ?

મુઓ મુરખને જાણુ, મુઓ જે નરિ કુનારી,
મુઓ દેહ ક્ષયરોગ, મુઓ જો રણુશિર ભાગી
મુઓ ચડેલ કલંક, મુઓ અપજશ લે આપે,
મુઓ ખેપ કરનાર, મુઓ જે રળુ પાપે,
જન મુઓ જેહ પરવશ પડયો, મુઓ જે વનિતાવશ હવો,
કવિ શામળ ભટ સાચુ ભણે માનહીણુ માણુસ મુઓ

કોણુ જીવ્યો ?

જીવ્યો જશ લેનાર, જિવ્યો પરમારથ પૂરો,
જીવ્યો દાતા દેહ, જિવ્યો જે સામદ શૂરો
જીવ્યો ભાવિક ભક્ત, જિવ્યો જે જગને જાણ્યો,
જીવ્યો કિરતીવંત, જિવ્યો કવિએન વખાણ્યો
જીવ્યો જન તે તો જાણુવો, જેનિ આશ સઉ કો કરે,
શામળ કહે, જીવ્યો તેહ જન, જે સંકટ પરના હરે

પ્રશ્ન

પ્રથમ પાણી કે પવન ? પ્રથમ ક્ષીતી કે ખગ્ગા[1] ?
પ્રથમ બીજ કે વૃક્ષ ? પ્રથમ ઔષધિ કે અંગ્ગા ?
ઘણ કે એરણ પ્રથમ ? પ્રથમ મરદંજ કે ભેરી ?
પ્રથમ વૃષ્ટિ કે સૃષ્ટિ ? પ્રથમ આંબો કે કેરી ?
વિદ્યા કે વિપ્ર પ્રથમ, કહો ? પ્રથમ દિવસ કે જામની ?
શામળ કહે, જાણો તો કહો ? પ્રથમ કંથ કે કામની ?

ઉત્તર

નહિ પાણી કે પવન, નહી ક્ષીતી કે ખગ્ગા.
નહીં બીજ કે વૃક્ષ, નહિ ઔષધિ અગ્ગા
નહીં એરણ ઘણ નહો, મરદ કે નહિ નહિ ભેરી,
નહીં વૃષ્ટિ કે સૃષ્ટિ નહીં આંબો કે કેરી

---

૧ પક્ષી ૨ પ્રેન

નહિ વિદ્યા કે નહિ વિપ્ર પણ, નહી દીવસ કે જામની;
શામળ કવિ કહે છે, સમજજો, ક્યનિ સાથે કામની.

ખાવાના છ રસ.

ગુણનિધિ ગોરસ એક, બિજો ઇક્ષુરસ બાળા;
ત્રીજો રસ તાંબુલ, મધુ ચોથો રસ માળા.
ત્રિયા આંબરસ પાંચ, છઠ્ઠો સબરસ તે મીઠું,
વિશ્વવિષે વિખ્યાત, કેને દુર્લભ દીઠું.
સપ્તમ રસ શોધ્યો નર મળે, ખરી જ રસની ખાણ છે,
જેમ હીરો કોઇક હોય છે, થોડા તો બહુ પાણ છે.
ગાવાના રસ ગણું, કર સૂકી પહેલો,
બીજો રસ બહુ તાલ, ત્રિજો રસ વાજા વહેલો.
ચોથો રસ ચતુરાઈ, ચઢી જે બુદ્ધિ બોને;
પવિત્ર રસ પાંચમો, નામ ઈશ્વર અણુ તોને.
છઠો રસ સઉનો છત્રપતિ, જે વેરાગનું ગાન છે,
શામળ કહે રસિક શિરોમણી, મોટા જનને માન છે.
દર્શન પેહેલું વિપ્ર, પ્રભુને યજ્ઞે પૂજે,
શુભ દર્શન શ્રીપાત, સચ્ચિદાનંદજ સૂઝે.
નિર્મળ દર્શન નાથ, શક્તિ પૂજનનો સંગમ;
વર્તિક દર્શન વેદ, પાંચમું જાણો જંગમ
દર્શન છઠું દરવેશનું, એક જ સઉનો ઇશ છે,
શામળ કહે છઠો એકના, પા ખડો છત્રીશ છે.
સંસ્કૃત ભાષા સરસ, માગધી મોટે મુલ્યે,
ગ્વાલેરી ગુણનીધ, અપભ્રંશી તે તુલ્યે
દેશી ભાષા દાખ, પિશાચી પઢજો પ્રીતે;
ચારણુ ચોથી ભાખ, નાજકારે શુભ રીતે.
એ ખટ ભાષા જે ઓળખે, ધારી જોતા ધર્મ છે,
કવિ શામળ ભટ સાચું કહે, ભોગી તેના બ્રહ્મ[1] છે.
ન્યાયશાસ્ત્ર નવરંગી, બિજુ વેદાંત વખાણું,
મીમાંસા મહામુલ્ય, જુગતિ પાતાંજલિ જાણું.

---

૧ બ્રાહ્મણ

સાંખ્યશાસ્ત્રની સાખ, ભણા જન તે તો ભાગે,
વૈશેષિક ગુણવાન મનનો સશય ટળે
ખટશાસ્ત્ર કહ્યા તે ખોળશો, વિવેકતા તો થશો,
કવિ શામળ ભટ સાચુ કહે, નહિ એમા સશય કરો

## જીવતાને સઘળુ મળે

વાંઝિયુ પ્રસવે પુત્ર, મુખ પણ કવિજન થાયે,
નીર ભરાય નવાણ, રક શિર છત્ર ધરાવે
વળે કોઈ દિન વેર, ઝેર વળિ જાય જરૂરી,
ગુણકા જેવિ ગમાર, સતી તે થાય જ રૂરી
એ રીત અનેક થયા થશે, શાસ્ત્ર સાખ દે છે સહી,
શામળ કહે, શાસ્ત્ર શુ કહુ, જીવ ગયો આવે નહી
જિવતો પામે રાજ્ય, જીવતો પરણે નારી,
જિવતો બેસે અશ્વ, થાય જીવતો વેપારી
જિવતો માડે જતન, સુકીરતિ જીવતો સાહે,
જિવતો પહેરે નગ, જીવતો લાણુ લાહે
વહાલાનો હોય વિજોગિયો, તે સજોગી થાય છે,
પણ મુઆ કોઈ દેખે નહી, શામળ ભટ ગુણ ગાય છે

## સુખ દુખ વિષે

દુખે જાય સદબુદ્ધિ, દુખે ભણતર નવ ભાવે,
દુખે ડહાપણ દૂર, દુખ કુડ કપટ કરાવે
દુખે દેહમા રોગ, તેજ તનનુ તો નસે,
દુખમા લીના લેહેર, પરક નવ આવે પાસે
દુખ દાવાનળમા ડૂબિયો, જરિયે શાતી નવ જડે,
હસવુ નવ આવે હેતથી, ફુલ સુખમાથી કયમ પડે
સુખે સાભરે સર્વ, વ્યસન બહુ વિધિના બૂઝે,
રમવુ હાસ્યવિલાસ, સ્નેહની જુગતી સૂઝે
બાગ બગાચાના બાગ, જાન જોણુ ને જાતર,
ખટરસ ભોજન ખેલ, મહાસુખ મહિમા માતર
દુખ દાવાનળમા જે પડ્યો, સુખ સર્વે એનુ ગયુ,
હસવુ ક્યમ આવે હેતથી, પિંજર બળી પ્રલે થયુ

## ઈશ્વરની કૃપા તથા આપત્તિ વિષે.

દિકરી કે દામ, ખન્ચિ જોબનમા રાડે,
જન્મ કુવારા જાય, પછી ઘડપણ ઘર માડે.
મૂકે નિરમા નાવ, બને એવુ કે બૂડે,
ધણિ પકવે બહુ ધાન, આવિ ગામોતર ગૂડે.
મનના મનરમા મન રહે, વિચાર્યુ વાયે જાય છે,
મન મમત ઘણો મૂરખ કરે, કર્તાનુ કર્યું થાય છે
જે બેસે ગજશીશ, ચરણ અણુવાણે ચાલે,
ન જુએ તડકા ટાઢ, ફરે દાવાનળ ઝાગે
જે ઘેર લાખ કરોડ વ્યાજ ભરતા તે દીઠા,
સુતા પુષ્પની શેજ, કાશદા કરે વરીઠા.
છે એવિ અકળ ગતિ દૈવની, સુખ ત્યા દુખ આવી અડે,
શામળ કહે સઘળા માનવી, સાખે દુખ જે શિર પડે

### દોહરા

ભર્તા કહે શુણ ભામની, તજ મન ચિંતા શોક.
ગમ્યુ થાય જગદીશનુ ડહાપણ કરવુ ફોક.
કો વેળા નવનિધ્ય ઘરે, કો વેળા નહીં દામ,
કો વેળા સેવક મહુ કો વેળા પરકામ
કો વેળ ખટરસ સહિત, પેર પેર પકવાન,
કો વેળા કુટે મળે, મઠ કુશકા ખડધાન
કો વેળા ગજ ઘોડના. છત્ર ચમરની છાય
કો વેળા પગ પાદરે, તાતી વેળુ માય
કો તક મંદિર મહેલમાં, સુખ સજ્યા ફૂળ ફૂલ
કો વેળા આલોટણુ. ધરણી કટક ધૂળ
કો તક પટકુળ પામરી, મોંઘે મૂલ્ય મગન,
કો વેળા રણુ રખડવુ. નિર્લજપણે નગન
કો વેળા પરવત ટપે, સમરથપણે શરીર
કો વેળા દેહ દામણી, ન પીએ હાથે નીર
કો તક કેસર અરગજા, વપૂ ઓપાવે વર્ણુ,
કો વેળા કિંકર થઈ, ચાપે પરના ચરણુ

જો તક માણક મોતીના, દીસે હાટે હાટ,
કરે જો સમે જ ગદ્દ, ભારો માથે ભાર.
જો વેળા અમે ચડે, નિશાન થઈ દિન દીશ,
જો વેળા અધંર મળે, પડે મોજન ચીર
જો વેળા ધ્વજ ધર્મની. નદાવતની વીખ,
કંગાળ થઈને કરગરે, ભમતી માગે ભીખ
ના તક પચ પ્રમાણમા, મોટા આપે માન,
જો તક દેશો જો દિયે, કથન સુણે નહી કાન
સમા સમાની ચાવડી, સુખ દુખ અપરંપાર,
પુણ્ય પાપ બે જોડલે, એમા શો અહંકાર
સાત સપૂત શોભિત સદા, મોટા જન દે માગ,
પશુ પંખા તે પાળિયો, કોઈ ન મૂકે આગ
મા, માફ મૂરખ કહે, તારું ન મળે તન,
પુણ્ય પરવારે રણ અટે, દિવસ પાધરે ધન
પુણ્યાર્થનું ફળ સુખ છે, પાપ દુખની પેર,
પૂરું ભાઇ અમૃત પીએ, ભાઇ હળાહળ ઝેર
સુત સમૃદ્ધિ શરીરનો, કરશો ગર્વ ન કોય,
ભલે મળ્યું તે ભોગવો છાયા ફરતી હોય
રાણી દાશરથી[1] તણી, સમારે દાસિ શરીર,
અરણ્યમા અર્ભક જણ્યો, ન મળે અન્ન કે નીર
નધણાઈ રઝળી રણ વિષે, જળ કારણ તે જાય,
પડતે પડે, ચડતે ચડે, જગતિ કહેવાય

## હિંમતવિષે છપા.

હીમત મૂકે હાણ હિમત મૂકે તન ધ્રુજે,
હિમત તજે જિવ જાય, સરમ રસના નર સૂજે
હિમત મૂકે હમેશ, જરૂર જર ને જશ જાય,
હીમત મૂકે દામ, લેણના દેણા થાય
હીમત મુકયાથી હરિયે, ભડકી વેણ ન ભાખિયે,
કવિ શામળ કહે છે, સર્વે । રહો હીમત રાખિયે

[1] રામ

## ગરજ વિષે છપા.

ગરજે જાય વિદેશ, ગરજ શિર ભાર ઉપાડે;
ગરજે વાજાં વાય, ગરજ તરવાર વજાડે.
ગરજે ગૂણ ગણાય, ગરજથી ધન પણ ધીરે;
ગરજે મોંઘો માલ, નાંખશે ઉંડે નીરે.
પામર જનને પીતા કહે, માકા સંગ રહે મળી;
કવિ શામળ ભટ સાચું કહે, ગરજ જ સાકરથી ગળી.
ગરજે ઘેલા સાથ, જાય ડાહ્યા પણ દહાડી;
ગરજે નિત્ય ઘર જાય, લે જ લાખેણી લાડી.
ગરજે પંડિત રાય, મુરખની માને સેવા;
લક્ષપતી તજી લાજ, ગરીબ ઘેર જાયે લેવા.
વળિ ગરજે ગરે ઘટે ઘણો, ગરજે રોષ મુકી રહે;

દરમે દરમે હીરા નહિ, પુરપુર પોઠા પાણ છે;
જાણો વિરલા જશવંત નર, અસંખ્ય પુરુષ અજાણ છે.
શેરી શેરી બહુ શ્વાન, સિંહ સાંભળિયે કાને;
સપુત મહસ્ત્રે એક, કપુત કોટી અનુમાને
સદવિદ્યા ક્યાંઈ શેષ, અવિદ્યા અતિ આડંબર,
ધાતુવાદિ કો ધીર, ધૂર્ત જૂઠા જગ ડંમર.
હરિજન સાચો તો કોઈ એક, મૂર્ખ કવી બહુ માણતા.
શામળ બહુ લોક સવારથી, પરમારથ કો જાણતા.
બહુ બાંધે હથિયાર, તાણવા વેળા ત્રાસે;
બોલે બોલ અતોલ, નાણું ખરચ્યાથી નાસે.
ખાય પિયે જન ખૂબ, હોય ખરચાવે ખાંપણ;
મલ કોઈ સાહુકાર, બોળને આપી થાંપણ.
બકવા કરિ બોલ બકે બહુ, પાળે કોઇક પુરપતી;
નુર રાખે નરપતિ નામનુ, રૂડી કરમની જો રતી.

## પાપપુણ્યવિષે છપા.

પાપે પાપની બુદ્ધિ, પાપ અતિશે દુખ આણે.
પાપે મિત્ર કુમિત્ર, પાપ જુગતી નવ જાણે.
પાપે કુળ કલંક, પાપથી પુણ્ય પળાયે,
પાપે વટલે વંશ, પાપ સહુ અવગુણ ગાયે.
પાપે સુધર્મ ધારે નહીં, પાપ ભગાવે ભોગને,
શામળ કહે પાપે પામશે રગતપીત સમ રોગને.
પાપે પુજે પાખંડ, પાપિ કુળ હીણુ કહીજે,
પાપે સુખ વિછેદ, પાપથી ફેર રહીજે
પાપે અધ અપંગ, પાપથી દુર્બળ દેહે;
પાપે અપજશ પૂર્ણ પાપ અવગુણનું ગેહે.
પાપે પરિગ્રહ વિગ્રહ નહિ, રગ રગ વેહે રોગને,
શામળ કહે ફળ એ પાપના, પાપ ન જાણે જોગને.
પુણ્યે નાસે પાપ, પ્રજા શુભ પુણ્યે પામે,
પુણ્યે પ્રસરે કીર્તિ, વેદના પુણ્યે વામે.

પુણ્યે નહિ ગ્રહ દોષ, પુણ્ય સજ્જનનું ભૂષણ;
પુણ્યે દેહ ન દંડ, પુણ્ય નિર્મળ નિરૂપણ
વળિ પુણ્યથકી લક્ષ્મી મળે, પુણ્યે પાપ બધું બળે,
શામળ કહે, પુણ્ય પ્રતાપથી, તાપ ત્રિવિધિ તનના ટળે.
છાનું કરિયે પાપ, જગત વ્યાધું તે જાણે,
છાનું કરશે પુણ્ય, મોજ મહિમા તે માણે
છાનું ખાયે ઝેર, ઝેર તે વેળા લાગે,
છાનો કરડે નાગ, પનક પાણી નવ માગે.
જપ તપ કે સાધન જોગનું, તે છાના કરવા ઘટે;
અન્યાય અધર્મ ગુપ્ત કરે, તેનું માન તુરત મટે.
છાનો કરડે નાગ, જોરથી ઝેર ચડે છે,
છાનું વામે વેર, પોઢિ પછિ વિપત પડે છે
છાનો કરડે વિંછિ, ચિત્તમાં લાગે ચટકો
છાનો પાવક પડે, ભયાનક લાગે ભડકો
જે છાના પાપ જગત કરે, જરૂર તે દુખ જોગવે,
પણ છાના પુણ્ય પ્રતાપથી, બધા સકળ સુખ ભોગવે

## બહોતેર કળા વિષે

ચિત્રકળા[1] પોશક[2], પાગબંધન[3] કૃતિપાક[4],
જમવું[5] તરવું[6] નીર, સ્નાન[7] જિતવું વદિ વાક
બરને બાર[8] પતંગ, બેસવું[10], સુવું[11] રોજે,
ગાનવું[12] ફિડવું[13] હોડ[14], દેવપૂજન[15] અતિ તેજે.
ધરવા અંગે શણગાર[16] શુભ, તિલક[17] કરે હીંડું[18] કરે,
ભખવું[19] ને સેવું[20] લાજવું[21], કળા એહ કો મન ધરે
કરવા લેખા[22] કામ, કામ રમવું[23] જન રીઝે[24],
ખેતી[25] વણજ[26] વિવેક, સત્ય[27] શુરાપણું[28] લીજે
ચડે[29] આડંબર જુગતિ, પારધી[30] પરઠે પાપે;
પંખી[31] પાડે પલક, કરી મહેનત[32] હરિ આપે
રૂપ સાધન[33] કરે વિવેકથી, હામી જાણે હોડથી,
ઓખડ[34] ને અમલ જ કેળવે, શામળ, શુકળા જોડથી.

પરખે નરખે[૩૫] નેહ, બોલ મકે અમતા[૩૬] બોલે;
ન્યાય[૩૭] ચૂકવે નેટ, ધર્મની ધારણુ[૩૮] તોળે.
ગાયે[૩૯] વાય[૪૦] વિવેક, ગ્રાહે[૪૧] ચોપગને ચિત્ત;
ઉપાસન[૪૨] આસન[૪૩], મંત્ર[૪૪] જંત્રો[૪૫] જપ નિત્યે.
પોષણુ[૪૬] દોષણુ[૪૭] ને દિલહરણુ,[૪૮] શરણાગતને[૪૯] રાખવું;
ચોરવું[૫૦] ચિતમાં[૫૧] ચેતવું, બણી કળા સત્ય ભાખવું[૫૨]
દાન[૫૩] માન[૫૪] અપમાન,[૫૫] જૂઠું[૫૬] જાણું પરખાવું;
ભ્રચ[૫૭] પ્રપંચ પાખડ,[૫૮] દંડ દેવું[૫૯] ચિત[૬૦] ચ્હાવું.
તજવું[૬૧] સજવુ[૬૨] મેવ,[૬૩] દેવ[૬૪] દર્શન પ્રિયમળવુ;[૬૫]
કળવુ[૬૬] રમવુ[૬૭] રમત, દુઃખ[૬૮] સુખ શરિરે સહેવુ.
વળિ પ્રીત[૬૯] રીત પગ કાઢવો,[૭૦] ખળ નવ[૭૧] જાયે ખેતરી;
નિત્ય સત્યનામ[૭૨] દિલ રાખવું, શામળ કળા બહોતરી.

## છત્રીશ વાજાં વિષે

તાલ[૧] મૃદંગ[૨] ત્રુધ[૩] ઢોલ[૪], રવાજ[૫] મારગિ[૬] સતારી,[૭]
વેણુ[૮] વંશી[૯] જંત્ર,[૧૦] તમ્બુરો[૧૧] ને ત્રોતારી[૧૨]
ડાંમી[૧૩] નરઘાં[૧૪] ભેર,[૧૫] નફેરી[૧૬] ડફ[૧૭] શરણાઈ;[૧૮]
ભુગળ[૧૯] શગિ[૨૦] કરનાટ,[૨૧] ડાક[૨૨] ડમરૂ[૨૩] ગોમુખાઈ[૨૪]
ખંજરી[૨૫] મંજિરા[૨૬] મોરચંગ,[૨૭] શંખ[૨૮] ઉપંગ[૨૯] નોબત[૩૦] ભળી;
એક[૩૧] બે[૩૨] ચો[૩૩] ખટ[૩૪] નવ[૩૫] બારના,[૩૬] તારતણાં છત્રિશ મળી.

## સ્વભાવ વિષે છપા.

કેસર ક્યારા માંહિ, બરાસ કસ્તુરિ બેહેકે;
પાછળી કનકનિ પાળ, લક્ષધા મોતી લેહેકે.
ગંગા ગોમતિ નીર, ઝવેર જડીત્રજ ઝારી;
સોળ ધરી શણગાર, સિંચે નરપતિની નારી.
એવી રીતે કદિ ઉગિપો, લસણુ છોડ ગંગાતટે;
બદબોઈ છોડે પણુ બહુ ઘણી, શામળ, સ્વભાવ નવ મટે.
જળ તરવાને તુંબ, અગ્નિ હોલવવા નીર;
ભુખનું ઓષડ અન્ન, બાળનું ઓષડ ક્ષીર.
તાવ ઓષડ ઉપવાસ, ગૂમડે ડામજ દેવા;
વિવેક તો વશિકરણુ, સમસ્ત પ્રકારે સેવા.

ઓષડ છે એક એકના, કોડે કોડે કહું કથી,
ભુંડા કે રૂડા સ્વભાવનું, શામળ કહે ઓષડ નથી
કોઈ સ્વભાવે શીળ, તથા કોઇક તો તાતો,
કોઈ સ્વભાવે ઉદાર, કોઈ કરપી મદ માતો
કોઈ જાર કો જુલમિ, કોઈ દંભી કે ડાહ્યો,
કો પાપી પુણ્યવંત, કોઈને વ્યસને વાહ્યો
કો હરામિ ને કો હેતુવો, કો હસમુખો હરી ધર્યો,
શામળ સ્વભાવ જે જાતનો, પ્રથમ પડ્યો, તે તો પડ્યો
કોઈ વરણવે વેદ, ભેં કો ભારે ભણિયો,
કો મૂરખ મહિપત્ય કોઈ જ્ઞાનીમાં ગણિયો
કોઈ કરે બહુ પુણ્ય, કોઈ કહેવાણા પાપી,
કોઈ સમજ્યા નહિ સત્ય, કોઈ જપમાળા જાપી
કો સુખદાતા સંસારને કોઈ નીચ સહુને નડ્યો,
શામળ સ્વભાવ પલટાય નહિ, પ્રથમ પડ્યો, તે તો પડ્યો

## કણબી વિષે છપા

પટલ પાસ પતશાહ, આપ જઈને કર ઓડે,
પટલ પાસ પંડીત, જાચવા જઈ જશ જોડે
પટલ પાસ મહા રાય, માન મૂકીને માગે,
પટલ પાસ લખપતિ, લાલચે પાયે લાગે
આ તો છે પટલ પસાયતા, જગ જીવાડણ જાણિયા,
પાતશાહ વડો નહિ પટલથી, વખાણિયે શા વાણિયા
શેઠ હોય શ્રીમંત, હોડ કણબીથી હારે,
કણબી જેવો કોઈ, ધર્મ રૂડો નવ ધારે
વણિક કોટિધ્વજ હોય, તોય ગણશે લખિ લેખુ,
દુર્ભેગ કણબિ દાતાર, ડાહ્યો એ એનો દેખુ
જે આપ્યું હશે તે જાણશે, અભિમાની મદ આણશે,
શામળ, સીમા આશ્ચર્યતણી, મગણ મોજે મણશે
કણબી જેવો કોય, ન દીઠો ગામનો મેહેરી,
અડબડ આપે અન્ન, શાહનિશ સાંજ સવેરી

| | |
|---|---|
| ગુપડે આખુ સુરત, | ખાય ખરચે ને ખેલે, |
| પરસોત્તમી પરકાજ, | રિદ્ધિ ખરચે રમ રેલે. |
| એવો કણબી ભૂમડળે, | દેતા પાછુ નવ જુએ; |
| શામળ કહે, બીજા બાપડા, | રિદ્ધિ ખરચ્યા કેડે રૂએ. |
| એવો કણબિ જો કોઈ, | જાચકો તેને જાચે, |
| રિદ્ધે હોય બળવંત, | રમે કો તેને રાચે. |
| ન કહે કણબિ નકાર, | ગરમમાં એ શરમાશે, |
| જો કદિ નહીં અપાય, | તોય કાયા કરમાશે. |
| બળીભદ્રની પેરે બળ કરી, | ના પોકારી નહિ કહે, |
| શામળ કહે, ભૂનો ભાર તો, | ધોરી કે કણબી વહે |
| જાચક જે જશવંત, | સુજશ કણબીના જોડે, |
| બ્રાહ્મણ જે મહામૂલ્ય, | હાથ હળપતિને ઓડે. |
| નર્તકી જે નવરંગ, | નેક કણબી પ્રતિ નાચે, |
| ભાટ ચારણ ભાટ, | જરૂર કણબીને જાચે |
| રિદ્ધિ મેલ વણિકને વેગળા, | એથિ અર્થ તો નહિ સરે, |
| કર ઓડ જઈ કણબી કને, | હળપતિ કોડ પતી કરે. |
| પ્રથમથી બળિયો બળદ, | પૃથ્વિનો ભાર ઉપાડે, |
| જાવ હણે છે જીવ, | બળદ તો જગત જિવાડે |
| સ્રષ્ટાએ રચિ સૃષ્ટિ, | પ્રથમ તો કણબી કીધો; |
| ધોરી સર્જ્યો ધીર, | બનેને ત્યાં વર દીધો. |
| ઉપાડો ભાર અવનિતણો, | કરો કામ ખડ અન્ન જમો; |
| છત્રપતિ આદિ સઉ છોકરા, | ભા ભા થઈ ભૂતન ભમો |

સોરઠો

| | |
|---|---|
| " કણબી કેડે કોડ, | કણબી કોઈની કેડે નહિ;" |
| એરી એક છે ખોડ, | ઉદ્ધતુ ઓવડ નહિ |

જુદી જુદી નાતો વિષે છપા.

| | |
|---|---|
| બાળોદ-વાળદને ઉર વાત, | રહે નહિ છાની છપની, |
| વાળદને ઉર વાત, | રહે નહિ ખોટી ખપની |
| અઢાર વરણે એહ, | અતીશે જાતજ ઓછી, |
| ન ગણે પુણ્ય કે પાપ, | છકે તેની મતિ છોછી. |

